॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● જેઠ વદ - ૧૨ ● તા. ૧૭-૦૬-૨૦૨૦ ● બુધવાર MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com


## Lockdown દરમિયાન ગીતામંદિર યુવા મંડળ તેમજ સમાજ દ્વારા થયેલ વિવિધ પ્રવૃતિઓ...

સંયોજક : નરેશભાઈ રતનાણી - નરોડા (અમદાવાદ)

**A. વિદ્યાર્થીઓને તેમના વતન મોકલવા....**

આ સમય દરમિયાન મહાત્મા ગાંધી રીજિયણન તથા કચ્છી જૈન સમાજ દ્વારા અમદાવાદ માં ફસાયેલ કણબી ભાઈઓ ના દિકરા દિકરીઓ જે હોસ્ટેલમાં રહી અભ્યાસ કરતા હોય અને અમદાવાદ પાસે ફસાઈ ગયા હોય તેમને કચ્છ સુધી પહોંચાડવા માટેની વ્યવસ્થા કરેલ. આ પ્રયત્નો થકી લગભગ છ જેટલા વિદ્યાર્થીઓ વતન પહોંચી શક્યા હતા.

**B. સમાજના જરૂરિયાતમંદ લોકોને મદદ....**

આ સમય દરમિયાન ગીતામંદિર સમાજમાં જે સભ્યો નોકરી કરતા હતા, તેમની નોકરીમાં રુકાવટ આવવાથી પરિવાર ની આવક બંધ થઇ જતાં ગીતામંદિર સમાજના કારોબારી મેમ્બરો આગળ આવ્યા હતા અને તેમને આર્થિક રૂપે સહાયક બની ભાઈચારાનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડેલ.

**C. ઘર બેઠા એન્ટરટેઇનમેન્ટ....**

આ ૬૫ દિવસના lockdown ના સમયમાં ઈન્ડોર તેમજ આઉટડોર ગેમ સિવાય મોબાઈલના whatsapp ગ્રુપ દ્વારા વિવિધ task દ્વારા સુનિલભાઈ વાડીયાએ ગેમનું એન્ટરટેઇનમેન્ટ કરાવી લોકોને પોતાનું બાળપણ યાદ કરાવેલ.

**D. બિઝનેસ વેબીનાર પાર્ટીશિપેન.**

આ lockdown ના સમયમાં ગીતામંદિર સમાજમાં અગ્રણી મોભી સાર્પેક્ષ ગ્રુપના એમ.ડી. અરૂણભાઈ ચૌધરી ના અધ્યક્ષ સ્થાનેથી, સમાજના યુવા વર્ગ માં ઉત્કૃષ્ટ વેપાર કરવાની નીતિ ખીલે તે હેતુથી અલગ-અલગ વેબ મિટિંગનું આયોજન કરેલ. પુરા ભારત વર્ષના ઉત્કૃષ્ટ બિઝનેસ વક્તાઓ જોડાઇને સમગ્ર સમાજનો ને વેપાર-ધંધા અંગેનું માર્ગદર્શન આપેલ. આ વેબ મીટીંગ ની ખાસિયત એ હતી કે કેવળ ભારતથી નહીં પરંતુ અમેરિકા કેન્યા ઝિમ્બાબ્વે કેનેડા જેવા વિવિધ દેશોમાંથી પણ સમાજનો જોડાયા હતા. દરેક મીટીંગમાં લગભગ ૩૫૦ થી વધુ લોકો મોબાઈલ ની આ ઝૂમ મિટિંગમાં જોડાયેલ.

આ મિટિંગમાં ફક્ત પુરૂષો જ નહીં પણ મહિલા શક્તિ પણ જોડાઇ સર્વે મહિલા પાંખ ને વિચારોનું આદાન પ્રદાન કરેલ.

**E - યુવાસંઘ દ્વારા રામાયણ કવીઝ તેમજ પંચામૃત કોમ્પિટિશનમાં ભાગ લીધેલ**

આ સમય દરમિયાન યુવા સંઘ દ્વારા સમાજના ભૂલકાઓ તેમજ યુવાઓમાં જનરલ નોલેજ વધે તે હેતુથી થનાર આયોજનમાં રામાયણ quiz ની online થયેલ સ્પર્ધામાં ભાગ લીધેલ તથા ત્યારબાદ યુવા સંઘ દ્વારા થયેલ પંચામૃત સ્પર્ધા માં પણ ભાગ લઈને ઘણી બધી સ્પર્ધામાં વિજયી પણ બનેલ.

## માનવતાનુ અતી ઉત્તમ ઉદાહરણ

સંયોજક : અમૃતભાઈ ભાવાણી,ચેન્નઈ.

**જન સેવા એજ પ્રભુ સેવા** ની ઉક્તિ ને સાર્થક કરતા આપણી સમાજ ના સેવાભાવી **શ્રી કાન્તિભાઈ વાલજીભાઈ સાખલા... (કચ્છ મા નેત્રા) કાન્તિભાઈ સાખલા વેલ્લોર અને તેમની રેડ ક્રોસ ટીમ** દ્વારા છેલ્લા બે મહીના થી લોકડાઉન દરમ્યાન ભુખ્યા ને ભોજન ની વ્યવસ્થા, વેલ્લોર CMC હૉસ્પિટલમાં ફસાયેલ ૧૨૦૦૦ દર્દી ઑ ને તેમના ગંતવ્ય તરફ જવાની બસો તેમજ રેલ દ્વારા વ્યવસ્થા કરી..

જરુરીયાતમંદ દર્દીઓ ને રક્તદાન ની વ્યવસ્થા કરી માનવતાનુ અતી ઉત્તમ ઉદાહરણ પુરુ પાડેલ છે..

હજુ લગાતાર આ સેવાઓ ચાલુ છે..એવા સેવાભાવી કાન્તિભાઈ ને શુભેચ્છાઓ સંદેશ સાથે બિરદાવવા જ રહ્યા........

**મોબાઈલ : ૯૪૪૩૨ ૪૭૫૯૨.**




## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૧૫. ૦૬. ૨૦૨૦ પ્રશ્ન નંબર - ૧૯.**

આત્મનિર્ભર ભારત કયા લીડર નું સ્વપ્ન છે ??

સાચો જવાબ: નરેન્દ્ર દામોદરદાસ મોદી

સાચો જવાબ આપનાર વિજેતા: પુરુષોત્તમ ભાઈ રંગાણી - કોચીન (દ.ભા.સમાજ મહામંત્રી)

**તા. ૧૬.૦૬.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૨૦.**

DIC અને MSME નું ફૂલ ફોર્મ જણાવો...?

આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## વસ્ત્ર નગરી સુરત ના સમાચાર

સંકલનઃ- કાન્તીભાઈ રામાણી. કોટડા(જડોદર)

સુરતના વસ્ત્ર ઉધ્યોગકારોએ એક નવતર પ્રયોગમાં સફળતા પ્રાપ્ત કરી છે. તેઓ ટુંક સમય માં જ વસ્ત્રો ની એક વાયરસ પ્રુફ શ્રૃંખલા બજારમાં મુકવા જઇ રહ્યા છે. આપદાઓ ને અવસરો માં ફેરવવા ના ભાગ રૂપે વસ્ત્ર ઉધ્યોગપતિઓ દેશના "આત્મનિર્ભર ભારત" ના કાર્યક્રમ હેઠળ નવું નજરાણુ આમજનતા ને આપવા જઇ રહયા છે.

લોકડાઉન-૧ પુરૂ થતાં જ આ ઉધ્યોગ કારોએ સાડી, હોસ્પિટલ માં વપરાતા પડદા ડોક્ટર માટે નુ ડ્રેસ મટીરીયલ, ચાદરો, પીલ્લો વગેરે તો સ્કૂલના વિધ્યાર્થીઓ માટે ડ્રેસનુ કાપડ, ફેન્સી કાપડ તથા સાડીઓ વગેરે એન્ટી ફંગસ, એન્ટી બેકટિરીયલ બનાવવાનું શરૂ કરી દીધું છે.

આ બધુ મટીરિયલ મિલમાં તૈયાર થવા પછીના ફિનીશિંગ પ્રોસેસ બાદ એક વિશેષ ક્લિનિકલ પ્રક્રિયા માં થી પસાર કરવામાં આવે છે. વાશિંગ એલીમેનેટ કરવા ની પ્રક્રિયા દરમ્યાન કાપડની અંદર કેમિકલ પેનિટ્રેટ કરવામાં આવે છે.

નિર્માતાઓ નુ કહેવું છે કે આવા વસ્ત્રો ચામડીને નુકશાન નહીં કરે કારણ કે ઉપયોગ માં લેવામાં આવતું કેમિકલ ધાગા માં અપાય છે, ત્યારે વસ્ત્ર ને કોટિંગ કરવામાં આવતું નથી. આ વસ્ત્ર ઉત્પાદન માટે ક્લિનિકલ ક્લીયરંસ મળ્યા પછી તેનું ટેસ્ટિંગ પણ થઈ ગયું છે.

એક પી પી ઇ કિટ તથા સાડી ઉત્પાદક નુ કહેવું છે કે તૈયાર થઇ રહેલી સાડીઓ નોકરીપેશા તથા ઘરેલુ કાર્ય કરતી બહેનો ને સંક્રમણ થી રક્ષણ આપસે તથા ત્રીસ થી વધુ વખત ધોવાથી પણ તેમાં પ્રયુક્ત સુરક્ષા કેમિકલ પ્રભાવિત રહેશે.

આમાં ઉપયોગમાં લેવામાં આવતાં કેમિકલ મલ્ટીનેશનલ કંપનીઓ દ્વારા પ્રમાણિત છે.

નીલેશ દેસાઇ. એક્સપર્ટ ટેકનીશિયન. ટેક્સટાઇલ ટેકનોલોજી. ના લેખ પરથી




## વ્હાલા YSK સભ્યો...,

### વંદે માતરમ, જય લક્ષ્મીનારાયણ...,

આપ સૌ કુશળ હશો....

**Repayment** વિશેની મહત્વની જાણકારી...

આ વર્ષનું YSK સહયોગનિધિ માંગપત્રની online Link આપસૌ ને મળી ગઈ છે, ઘણા સભ્યોએ આ Link દ્વારા અને અન્ય માન્ય સુવિધા થકી તેમની સહયોગનિધિ રાશિ ભરી દીધી છે..., **સહયોગનિધિ ભરવાની છેલ્લી તા. ૧૫/૦૬/૨૦૨૦ હતી હવે રૂા.૧૦૦/- Late Fee સાથે સહયોગ નિધિ ભરવા પાત્ર થાય છે.** આપણે દરેક સભ્યો એક YSK પરિવાર છીએ... એટલે આ વર્ષની વર્તમાન પરિસ્થિતિ અને સૌ YSK CONVINER ની વિનંતીને ધ્યાનમાં રાખી **સહયોગનિધિ ૩૦/૦૬/૨૦૨૦ સુધીમાં જે સભ્યો સહયોગનિધિ ભરી દેશે તેમને રૂા.૧૦૦/- LATE FEE આપવાની રહેશે નહીં, ત્યારબાદ ભરનાર સભ્યને LATE FEE સાથે સહયોગ નિધિની રકમ ભરવાપાત્ર થશે...**

**છૂટની છેલ્લી તારીખ તા. ૧૫/૦૭/૨૦૨૦ નિયત છે. ત્યાર બાદ સભ્ય ડિએક્ટીવ ગણાશે.**

**નોંધઃ દિવંગત સહયોગનિધિને લગતા તમામ નિયમો યથાવત રહેશે...**

**વિશેષ નોંધઃ થોડુંક આર્થિક આયોજન કરી પોતાના પરિવારને સુરક્ષિત કરશો, પરિવાર સુરક્ષિત તો સમાજ સુરક્ષિત ....**

**Team YSK**